# "ગુજરાતી" ગાયનમાળા.



# ગુજરાતી
# ગાયનમાળા
## પંચમ ખણ્ડ.

પ્રકાશક,
"ગુજરાતી" સાહિત્ય મંદિર
સલાબતપુરા—સુરત.

પ્રથમાવૃત્તિ સંવત ૧૯૮૦ પ્રત ૨૦૦૦

આ પુસ્તક બરાનપુરી ભાગળપર આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું અને પટેલ જેકીશનદાસ ત્રિભુવનદાસે સુરત સલાબતપુરામાંથી પ્રકટ કર્યું.



મૂલ્ય છ આના.

# રખે ચૂકતા !



## " ગુજરાતી ગાયનમાળા."

### ભાગ ૧-૨-૩-૪ દરેકના છ આના.

કોઇપણ ગાયનની ચોપડી ખરીદ પુર્વે આ ગાયનમાળાને જોવા રખે ચૂકતા કારણકે આ ગાયનમાળા આજકાલ જન સમાજમાં એટલી બધી લોકપ્રિય થયેલી છે કે જેની નકલો ચપોચપ ઉપડી ગઇ છે ને તેની એકજ વરસમાં બીજી આવૃતીઓ કાઢવી પડી છે માટે હમારા માનવંતા ગ્રાહકને હમો સુચના કરીએ છીએ કે તમારા શોખને ખાતર બુક ખરીદયા પહેલાં આ બુકનેજ જોશો એટલે તમારા મનને સંતોષ થશે. આ ગાયનમાળામાં બીલકુલ બીભત્સ ગાયનો દાખલ કરવામાં આવતા નથી એટલે તે આબરૂદાર કુટુંબોમાં સારી રીતે વાંચી શકાય છે, તેમજ બાળકોને પણ વાંચવાથી ગેરલાભ થતો નથી માટે રખે ચૂકતા !

---

—— ખરીદો તો ——

## લાલ દીવો અથવા ભાગ્યહિન ભીખારણ

(સચિત્ર) કીં૦ છ આના ( આવૃતિ ૨ જી ).

આ બુકની અંદર એક વિધવાની આત્મકથા હરિગીતમાં એવી સરસ રીતે વર્ણવી છે જેને વાંચતાજ વાચક તલ્લીન બની જાય છે. વળી તે વાત ઉપરાંત સારી સારી ગઝલો પણ અંદર છે જે વાંચવાથી બહુજ રસ પડે છે. જરૂર એકવાર જોજો. બધા બુકસેલરો વેચે છે.

# "ગુજરાતી" ગાયનમાળા

## પંચમ ખણ્ડ.

# "એમાં શું?"

૧

છે સમજ સમય બળવાન,
    ફેરવે ફેશનનું એ સુકાન;—છે.
કસકસતી કંચુકીની તો પ્રમદા એ કરી લુસ બાંય,
પારસી જેવાં પોલકા ત્યાં તો આવ્યાં ફેશન માંય;
ટકાઉ રેશમી સાડી સુંદર બોયકોટ થઇ ત્યાંય,
સીફોનને એ સ્થાન મળ્યું, જેથી સર્વાંગ દેખાય;
અખંડ કેશ કલાપ ચિન્હ સૌભાગ્યવતિનું ગણાય,
આજે બાલ કપાળ ઉપરના સેલુનમાંહી કપાય;
    પવન તેવી પૂંઠે નહિ કંઇ હાણ.—ફેરવે.

૨

ક્યાં નાસે આ મદ ઘેલી (૨)
ભુજ ત્રાસે (૨) માન છકેલી
અંગ અંગમાં, અનંગ રંગમાં
જલી ઉમંગમાં, મોહન સંગમાં
લૂંટવા રસ હેલી.............ક્યાં

રક્ત વર્ણું આ બન્યું મુખના મારા પરની દાઝે,
બટક બોલી આ ચટક વાણી તારી મુખમાં ના છાજે;
ઢાળ્યાં નેણુ ઢીલાં થઇ લાજે, આતુર દર્શન કાજે,
કઇ યુવતીના અંતરમાં ના રસીયો કંથ બિરાજે;
પડ પંથે વ્હેલી વ્હેલી–ક્યાં.

૩

પતિ પત્નીનું જોડલું, એજ સત્ય સંસાર છે,
બીજ સ્નેહ શાન્તિ તણું, વ્યર્થ અન્ય વ્યવહાર છે;
જગતમાં નથી સૂખ લગ્ન સમાન;
દેવો પણ કરે સન્માન...પતિ.

મમતા ખીલે માનવ જીવન બંધાય,
ધાયે ધાયે ભલે દૂર, દૂર ઘરથી ના થાય;
શૃંગાર પ્રેમ કરુણા નીતિના પાઠ પુરા સમજાય છે.
ઝોલા ખાતું પાશવ જીવન એ ખીલે સ્થિર થાય છે–પતિ

૩

૪

સુંદર સાહેબારે, મને શાને લીધી તારી બાથમાં ?
રોકયું હૈયું રહ્યું નારે હાથમાં..............સુંદર.

આસું સાહેબોની એટીકેટ છે ?
તું તો જેન્ટલમેન અપ–ટુ–ડેટ–છે;
પ્રેમ મંદિરનું ચુંબન ગેટ છે,
એતો ગૃહસ્થાઈની સરટીફીકેટ છે,
સદા રહેવું રમણીઓના સાથમાં;
સોનેરી જાળમાં પાડી ભુલ ભુલ ?
થઇ ખરેખર એકજ ભૂલ—શાને.

૫

કોયલીયાં કુક સુનાવે
ખીલી બસંત બહાર.......કોયલીયાં.

કોન સખી મોહે બસંત સુનાવે, મય તલસું બાર બાર
પાપી પપૈયા પિયુ પિયુ બોલે, પિયા પરદેશી યાર–કોય
જીયા પિયા બીન જલે દીન રયના, જોબનવા દીન ચાર,
મયેં નવ જોબના જોગન બનુંગી,
પિયા મીલન હુસ્વાર...કોયલીયાં.

૬

રસોડે રાંધવા ચાલો,

મને શેક બાફવાનું આલો—રસોડે.

હતા લડવઇયા સુરા પુરા, ત્યારે લેતા બરછી ભાલો;
તાકાત ગઇને હાથે કલમ લઇ, પીતા ચાહનો પ્યાલો;
કામિની કહે હવે કલમને બદલે,

કડછી હાથમાં ઝાલો—રસોડે.

ચાલો નંદનજી પાણીડે જઇયે, હાંડો ગાગર લઇ હાલો;
ભજીયા ને ચટણી માટે મઝાનો લાવજો તાજો મસાલો,
શેઠજી તળશે ભજીયા, મેહાનમાં

લજાશે વિઠ્ઠલ લાલો—રસોડે.

૭

અમે તો ઇશ્કના બંદા-મસ્ત બસ ઇશ્કમાં ફરીયે
બનાવી ઇશ્કના ફંદા—અવરના વાત દિલ ધરીયે—અમે.
જમાનો ઇશ્કનો આ છે, નમુના ઇશ્કના અહીં છે
ઇશ્કની આગમાં બળતાં, અવરના વાત દિલ ધરીયે—અમે
અદમના ઇશ્કમાં કંઇ છે—ગજબના ઇશ્કમાં કંઇ છે
અજબ સહુને સદા કરતા, અવરના વાત દિલ ધરીએ—અમે

૮

શાને સલુણી એ મન ભાવે
અજબ ભાવ દર્શાવે—શાને.
નયન નીચાં ઢાળી મલપતી આવે,
જોબન જોર કરી ભમાવે—શાને.
અંતર વાણીયે સ્મિત થકી સમજાવે,
વચન વહતાં કંઈ લળી લળી જાયે—શાને.
દીલ કંઈ હબાવે, મન કંઈ બ્હેકાવે,
બાવરી એ બાળાં મુખે કંઇ કંઇ બકાવે—શાને.

૯

બનો બાનુઓ બુરખા વાળી,
રાખો મોહું ઘુંઘટમાં ઘાલી—બનો.
પફ પાઉડર ને બુટ પેટી કોટથી,
કરે ઠઠારો બની ડાલી,
ફેશનને એટીકેટથી થઈ ગઈ થેલી ભરેલી ખાલી;
હાય મારી ગાડી તો હમણુ ચાલી-બનો.
વરેલી એન્ડસ્ટેંડને ચોપાટીની થશે સૂની જાહો જલાલી
ડાલી વિનાના ખાલી-બાંકને મારશે લાત કોરગો કંટાળી
હાય શ્રાપ દેશે મુંબાઈના મવાલી—બનો.

૧૦

દિલની વાતો ના સમજાય,
મુરખ મન કાં તું હરખાય—દિલ
તન અર્પણ આતુરતા પૂર્વક, જગમાં પ્રેમ મનાય,
ચંચળ મનનો ચટકો ક્ષણનો, ચલિત બની સરી જાય,
અંતે જગમાં હાંસી થાય-દિલ.
નરનારી નાદાન પરસ્પર વચન દઈ બંધાય,
વિકાર ઉભરો શાંત થાતાં, ધિક્કાર પ્રદર્શિત થાય,
એ તે પ્રેમ કેમ કહેવાય-દિલ.

૧૧

દિલ હય વહી જીસ દિલમેં મહોબત હો કીસીકી
હય આંખ વહી જીસમેં શરાફત હો કીસીકી.
કયું હાથ શએ વસ્લ લગાને નહીં દેતે,
માશુક હો તુમ યા કે અમાનત હો કીસીકી.

(શાયર.)

શમાકો દેખ કર મયફીલસે યું કહતા હય પરવાના
જો ચાહો જલના ઇશ્કમેં મુજ સાહી જલ [illegible]ના

શમાકી બ કરારી કો કહાં પહોંચેગા પરવાના
લરજના, પરથરાના, સર કટાના, સાફ જલ જાના
હોતા હય ઉન્હે રશ્ક તો હો મેરી બલાસે
જલ જાય અગર જલનેકી આદત હો કીસીકી.

૧ ૨

યહી દિન હય હુઆ લેલો કીસીકે કહબે મુઝ તરસે,
જવાની આ નહિં સકિત મેરી જાં ફીર નયે સરસે;
યે કહદો અબ્રે બારાસે, અગર બરસે તોયું બરસે,
કે જયસે મેહ બરસતા હય, હમારે દીદ એ તરસે.

(શાયર)

કયામત હય કીસીકો પ્યાર કરના ઈસઝ-માનેમેં,
કઝાકા સામના રખા હુવા હય, દીલ લગાનેમેં,
મીલા હોગા કીસીકો, બાવફા અચ્છે મુકદરસે,
હુવા હોગા કીસીસે-વસ્લ હમતો ઉમ્રભર તરસે.

૧૩

ખેલત હોરી રાધે શ્યામ,
શ્રી લક્ષ્મી નારાયણ ઓમ-ત્રિભુવન કે ભૂપ શ્યામ-ખે.

ઇતસે ધાઈ, વ્રિખુભાણુ દુલારી, ઉતસે ધાયે શ્રીકૃષ્ણ
મોરારી.

ઉડત ગુલાલ, લાલ ભયે બાદલ અયસી લીલા કરી
ઘનશ્યામ.

રંગભર મારત હય પીચકારી, ભિંજ ગઇ
સારી, રાધે ખેલત પ્યારી;

ગોપી મંગલ ગાવત આનંદ બધાઇ
બજે ગોકુલ ગામ—ખેલ.

# દીવાંન.

૧૪

આ દુનીઆમાં ગણાતા રામ ને રહેમાન
જુદા થયા જ્યારે બન્યું કમભાગ્ય હિન્દુસ્તાન—
ગોડ કે ગોપાળ નામો, જુદા સરજાયાં;
ખુદા અલ્લા ઈશુ ને ઈશ્વર માતા મહા માયા-એક છે
જુઓ તપાસી શાસ્ત્રો, પુરાણાં વેદને કુરાન;
રહીએ સંપે જો સમજો તો હીન્દુ મુસલમાન-એક છે
એક બીજાનો દ્વેશ કરતાં દુશ્મનને કર્યો ઘર પ્રવેશ
જાગી જુઓ વૈભવ આંપણા ચાલ્યાં ગયા પરદેશ-એક છે

૧૫

હું મદમાતી માનવતી છું પરણ્યાને ગણું પૈનો
પતી પ્રભુ મારી મુખ કહે છે એ પ્રભુ છે કોને
ઘરમાં પીટયા પુરી રાખે સાંકળ દઈ સીધારે
છતાં બારીએ જો બેસું તો ધોકે ધોકે મારે;
પરવશ થઈને રહેવું સદાએ એ ન્યાય છે કઈનોરે-હું
તહેવારે શુભ વસ્ત્ર સજુ તો કહે સાહેબ ક્યાં ચાલ્યાં,
નણદીના વીરાએ બહેની પરણીને ઘર ઘાલ્યાં;

૧૦

ખરેખરો આ બધો ખુલાસો વેશ ધારીની વહીનોરે–હું
બધું ખરૂં પણ સર્જન હારે કર્યાં પુરૂષને મોટા
સ્ત્રી સેવા કાજે સરજાણી ખ્યાલ તમારા ખોટા
થશે દરજ્જો એક કહીના કાકાના ને ફુઈનોરે–હું

૧૬

સોનેરી આ સમય સમજો અજ્ઞાન ત્યાગો હવે તો જાગો;
વીનવે આ દાસ નાનો માતા તે સત્ય જાણો—
ભુલો કરી હો જો મેં તે ફર્જ સમાન માનો–માતા૦
વીધી આ વિવેક તારો ફરજો બજાવનારો;
દીપીત એ થનારો સત્યનો જુઓ જમાનો.–માતા૦
મહાત્મા જે વીર કહેવાયા, સત્ય બોલતાં સપડાયાં,
એ ઈશની કંઈ માયા, સ્વીકારી થઈને ડાહ્યા–માતા૦

૧૭

પતી પત્નીનાં પ્રેમ બંધનો, મોડયા ના મોડાશે,
ડાંગે માર્યાં પાણી જુદાં થયાં નથી ના થાશે.
પહેલાં એ બહુ બહુ સમજાવી પણ અક્કલ ના આવી;
માફ કરો એ લંગોટે હું ભોળીને ભરમાવી.
જે જેના તે તેના થાશે લોક બધા એમ કહે છે,
ઘી ખીચડી એક બનેને પાપડ પડખેર' છે.

૧૮

ધન્ય સતીની ટેક જગતમાં, પુન્ય પ્રભાવે ભરી,
પુન્ય પ્રભાવે ભરી અનુપમ ખરી પરમ એ પુનીત
ભાવથી ભરી.
ગંગાજળથી નીર્મળ જેનું સરળ સુકોમળ ચીત.
પતી વચનને ગણી ગીતા સમાન ગાય અહર્નીંત ગીત;
સુનીતી જેની છે સહચરી ખચીત ખરી-પુન્ય.
અગમ નીગમના ભેદથી જેની ગહન અતીશયરી,
ચંચળ થઇને જરા ચુકતાં પલમાં થાય પતીત,
રહ્યાં છે સકળ શાસ્ત્ર ઉચરી ખંચીત ખરી-પુન્ય.

૧૯

સર્વ શોભાને શ્રૃષ્ટી પર લાવે જે વીર
ભારતના સાચા શુરવીર.
ટેક કાજ પ્રાણ જે અર્પે સુભાગી
ભાસે સંસારી પણ અંતરની ત્યાગી
દેશ કાજ જે સમર્પે જીવનને શરીર-ભારતના.
ધન્ય ધન્ય એવા નરોની જનેતા,
જેની કુખે જન્મ વીર વર લેતા,
દેશ પ્રેમને શીખીને શીખાવે નરવીર-ભારતના.

# મીનળમુંજાલ.

૨૦

અમર રહો અમરપુરીસમ, નંદનવન વાડી
આ ગુજરાતની વાડી–(૨)
કૃષ્ણ ચંદ્રના, બંસી નાદમાં, ગીરા ગુર્જરી ડોલે–(૨)
જેના સંતાનો, ઉચ્ચારો, વેદ મંત્રના બોલે (૨)–આ૦
દેવતરૂ ગુજરાત જગતનું
ભાન કરાવે બ્રહ્મકર્મનું
જેના પાને પાને લખાયા, કર્મ યોગના લેખ–(૨)
'અહીંસા પરમો ધર્મ', આપણું, જીવન સુત્ર છે એક
આ ગુજરાતની વાડી–(૨)

૨૧

ફુટેલા તાર વીણાના તે બંધાશે ફરી પાછા–(૨)
ફુટેલા પ્યારનાં વાજાં ન સંધાશે કદી પાછા.
હીર.હોમાં પડયા ચીરા–તે સંધાશે કદી પાછા–(૨)
થયા ચીરા જીગરના તે ન સંધાશે ફરી પાછા.
પડયા જે મ્હાતના મુખમાં ઉભા થાયે ફરી પાછા–(૨)
ઘવાયા બેવફાથી જે ન સાજા થાયે તે પાછા,

પડેલા ઝખમ ખંજરના–પુરાયે તે ફરી પાછા–(૨)
પડેલ. જુલ્મના ઘા તે ન રૂઆયે કદી પાછા.

૨૨

મીઠા બોલે રાજહૃદય જીત્યાં અમારાં
શસ્ત્ર વીના તમે આજ હૃદયાં ભેદયાં અમારાં.
ભુલી ગઇ છું ભાન બુદ્ધિ જોઇ આપની માનીનિ;
તલપી રહી છું સાથ રહેવા રાજવી હું આપની.
ભગવતી રેખા પડી છે જુઓ. આ તમારા હાથમાં,
રાણી થવા સરજાયલાં છો બ્હેન ગુર્જર નાથનાં.
('મંત્રી રાજ' એવું તમારૂં ગુજરાત કેવું છે ?)
છે કલ્પતરૂ દુનીયાતણું ને કામ દુર્ગા દેશની ?
ગુજરાત બીજી જાણજો અમરાપુરી છે દેવની.

૨૩

જગતના જાણુ ભેદુઓ ? રસીક દિલના દીલાવર કો'
બતાવો કોઇ તો આશક.. ..........જગતના.
કરૂં તન બદન સૌ કુલ. આપુ માગો જે તે મુલ.
ઝુરે આ કુમળુ બુલબુલ, બતાવો કોઇ તો આશક ?
મૃદુ આંખડી આંજી, ગુંથી વેણી ફુલડથી,
કંચુકી કસ કસતી બાંધી બતાવું કોને તે આશક ?
— જગતના.

૨૪

ગુજરાત જોવા જોગ છે ભલી દૈવ ભૂમિ રૂડી,
પણ જાણવી ગુજરાતને નથી એ બાપની મુંડી.
કહેશો જરા છે કેટલા વિદ્વાને ગુણીજન ભલા ?
સંખ્યા ગણાએ કયમ ગણી, નથી એ બાપની મુંડી.
મહાત્મા મહર્ષી, કર્મવીરો, ક્યાં વસે છે તે કહો ?
અધીકાર વીના પુછવું, નથી એ બાપની મુંડી.
ગુજરાત રત્નની ખાણ છે, કહું છું ખરૂં ભુંડી ?
પણ વીના ઝવેરી જાણવું, નથી એ બાપની મુંડી.

૨૫

સન્નારીઓની સાહ્યાબી પતિવૃત કેરો ટેક છે,
કુમારીકાના કોડ સૌ પુરનાર પણ એ એક છે,
પતિ એ પ્રભુ પ્રમદા તણો એ શાસ્ત્રંનો સિધ્ધાંત છે,
કાન્તા તણો શૃંગાર સૌ સંસારમાં નીજ કાન્ત છે,
એવા કાન્ત કંઇ મળે એવી યોજના બતાવો,
લાગી અંતરમાં લાહ્ય તે સમાવો,
વ્યાધી ઓછી આ નાના, ઉંડી ઉરની વ્યથાના,
સ્નેહાંશી પ્રિયદાના, ભલે મહાજન કે નાના,
કોઇ તો કુમારીકાના, આ પ્રશ્નને પતાવો–એવા.

૨૬

બોલ બોલ બોબડા આ ભેદને તું ખોલ,
પીટ્યા ધુતી લીધા સુવા પુટેલા ઢોલ.
મારો જોડાનો માર ચાલ પાઘડી ઉતાર,
ત્રણ લોકના ઉતાર ઢેડ વાઘરા ચમાર.
જુઓ સુધરેલા દેશની આ કુંભારની નાર,
બોલ અલ્યા બોલ તારો રહેશે નવ તોલ,
તું છે તુટેલી ડાલ સુવા પુટેલા ઢોલ-બોલ.

૨૭

લીયો રાજ ગુલાબનાં પુલડાં ?
અમોલા અણ સુંગ્યાં,
મધુરાં મૃદુ કુસુમડાં—આ-લીયો.
સુંઘેલા, આજની કાલે, ન કીંમત પુષ્પની કંઈ છે,
શ્રીમંતોના, શરણમાં જે, ગરીબોની, દશા એ છે.
કચરતાં ? મીચાતાં, જગમાં કંઇ કુમળાં કુલડાં ?
કરમાતાં ? દુઃખાતાં રડતાં પ્રેમીનાં દીલડાં
પ્રેમનાં દીલડાં—લીયા.

વ્હાલા મીઠા બોલો તમારા મરમાળા.
જાદુ છુપું કરનારા, ઘેલાં હૈયાં વીંધનારા.
કાળજડાં કાપી કુણાં, કીધાં ઉર પ્રેમસુનાં
પ્રેમની ભેટ ધરાવો, હુલાવો, રસ બાળા.
પ્રીયતમ વેચાણ બાળા, વીના મુલ્ય તમારા,
આધિન છું તારા સલુણી, રસભીની રસબાળ–
વ્હાલા.



# રાજા સંભાજી.

૨૮

પ્રણય અમૃત પીનારને મરણ દરકાર શા માટે ?
ડુબ્યા છે તે તર્યા સાચા, પછી ભવ પાર શા માટે ?
તમારૂં એક આસુંને અમારાં આંસુના સિન્ધુ
બરાબર છે, પછી બાકી જમા ઉધાર શા માટે ?
જીવન જો પ્રેમમાં ખોયાં, મરણ જો પ્રેમનાં જોયાં,
ગજવીઓ સ્વર્ગ પણ પ્રેમે, પછી અવતાર શા માટે ?

૨૯

ચાલ હવે ચાલ તને બોલાવે રાજ,
રંગ મહેલે તું ચાલ અલબેલડી.
પ્રીતમના પ્રેમના પરાગમાં, ઓ બ્હેનડી ?
ઘેલી બની વરઘેલડી બ્હેનડી-ઘેલી બની—ચાલ.
ગઈ હારી હું તો કેડો છોડ છોડ છોડ,
માન ભૂખીઓ મહિલા શું મુખડું મરોડ ?
પુરા કર તારા કોડ, મળી મન ગમતી જોડ,
સખી ? સ્વામી સંગે રંગે ખીલજે રસીલી.
જેમ વૃક્ષે વીંટાએલ વેલડી............ચાલ.

૩૦

પ્યારી ઘુંઘટ પટ ખોલ, કંઇક મીઠું મીઠું બોલ,
મારી રંગીલી,

બાધા બોલ્યાની લોલ, અંત સુધી રહું અબોલ–મારી

તને જોઇએ છીએ શું ?

લાવી આપશો ?

હા. હા. હા.

સાંગ સતારા હું જાઉં, રેશમી લુગડાં હું લાઉં,

જબલપૂર, જોધપૂર, નાગપૂર, પંઢરપૂર, ઉદેપૂર,

જયપૂર, હીરાપૂર, રતનપૂર, મણીપૂર, રાયપૂર.

ત્યાંથી નવું નવું લાવું, મારી નવીને પેરાવું–મારી.

એ સાંભળો સાંભળો એક રહી ગયું

બોલો શું ?

સોનાપૂર.

ભુલ્યા ભુલ્યા, સોલાપૂર.

ભલે સોલાપૂર જાઊ, તાજો ચેવડો મંગાવું

મહીં ચટણી મીલાવું ગરમાગરમ ધમધમાટ (૨)

ઉપર પાઉં ઠંડા પાણી, બોલોર મીઠી મીઠી વાણી–મારી

૩૧

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણેરે,
પરદુઃખે ઉપકાર કરે ને મન અભિમાન આણેરે.
સકળ લોકમાં સહુને વંદે, ન કરે નિંદા કે નીરે.
વાચ-કાછ-મન નિશ્ચય રાખે તો-ધન્ય ધન્ય જનુની
તેનીરે.
મોહ માયા વ્યાપે નહીં તેને દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે.
રામનામ શું તાળીરે લાગી સકળ તીરથ તેના તન માંરે.
વણ લોભી ને કપટ રહિત છે કામ ક્રોધને નીવાર્યોરે,
ભણે નરસૈયો એનુ દર્શન કરતાં કુળ ઈકોતેર તાર્યોરે.

૩૨

રાજા તારા ડુંગરીઆપર બોલે ઝીણા મોર;
મોર જો બોલે પપૈયા બોલે
કોયલ કરેરે કલશોર-(૩) રાજા.
માઝમ રાત, વીજલડી ચમકે.
છાઈ ઘટા શી ઘનઘોર-(૩)રાજા.
કોકિલ કલરવ તું કરી, બળતી ને નવ બાળ.
હું સુતી પિયુ વિરહમાં, હૈડે ઉઠે જવાળ.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર.
તું મારા ચીતડાનો ચોર-રાજા.

# ચલતા પુર્જા.

૩૩

આંખે કહેકે દિલહીને હમકો કીયા ખરાબ,
ઓર દિલ કહે કે આંખોને હમકો મુઝકો ડુબા દીયા;
બિગડા કાસીકા કુચ્છ ન મગર હાએ મુફતમેં;
દોનોકી જીદને ખાકમેં મુજકો મિલા દીયા,
ડાલ ગલે બૈયા મંય રોએ રોએ જાનીયા.
ઉંચી અટારીયા પીયા બોલાવે. પતલી કમરિયા સો
બલખાવે.
થક થક ગઇયાં મંય રોએ રોએ જાનીયા—
જોરા જોરી ઘુંઘટ લાકે, જોબન રસ લુંટે,
ગલ લાકે લખ લખ કઇયાં-મચરોએ રોએ જાનીયા.
ડાલ ગલે બૈયાં મંય રોએ રોએ જાનીઆં.

૩૪

તું જુલ્મ કર ના જાલિમ, લુત્ફો કરમકે બદલે,
એક દીન તુઝે મીલેંગે જુલ્મો સિતમ કે બદલે-તું.
ઇસ જુલ્મે ના રવાકી, આખર સજા મિલેગી,
દોજખકા ગાર હોગા, બાગે ઇરમ કે બદલે-તું.

ઈસ અયશે આદજીપર, ફુલા હુવા હય નાહક,
મીટટીકી કબ્ર હોગી, જાહો હશમકે બદલે-હું.
દૌલત ન સાથ દેગી, અજમત ન પાસ હોગી,
કીડે કફનમેં હોંગે, જોહો હાશમકે બદલે-હું.



# અબજોના બંધન.

---

## ૩૫

ગરીબી જ્યાં વહે નંદા, પ્રભુના ત્યાં ખરા બંદા,
વરે ત્યાં કીર્તિ આનંદા, સરે ત્યાં સ્વર્ગની ગંગા.
ગરીબીએ લખ્યા ઇતિહાસ, ગરીબીની વિધાતા દાસ;
ગરીબી છે જીવનની આશ, ગરીબી છે જગતનો શ્વાસ.
ગરીબીથી વિવેકાનંદ, ગરીબીથી દયાનંદ ચંદ,
ગરીબીમાં હતા ગોપાલ, ગરીબીમાં દીપે છે લાલ.
મહા જે હિંદવાસી નામ, ગરીબીનાં કર્યાં પયપાન;
ગરીબી હિંદ દાદા પ્રાણ, ગરીબી ગાંધીજીના જાન.

૩૬

મીઠી મીઠી મુરલી, વ્હાલી એ મુરલી,
પ્યારો કનૈયો બજાવે ?
મીઠી મીઠી શી વાતો સુણાવે ?
ગોરી મહીયારી નૈયાં નચાવે ?
દિલ શાને કુમારાં લજાવે ?
હૈયાં રસીલાં છુપાવે—મીઠી.
હું તો અજાણુ, ઠગારો કહાન,
ફસાણી અજાણી દીવાની,
ઘવાણી અમારી જુવાની,
પ્યારી પ્યારી અતિયાં, છલકાતી છતિયાં,
લુચ્ચો બનાવે મનાવે પટાવે,
બંસી બજાવી લુભાવે—મીઠી.

૩૭

મરૂં થારી સુરતપર દેવરીયા શ્રેં તો મોહીરે,
અરે હું હાં હાં શ્રેં તો મોહીરે—(૨)
જોઉં થારી વાટ દેવરીયા—શ્રેં તો
આહા મતીયે ઓલો દેવરજી, ડોઢાં મતીયે ઓલોજી,

ફીનરે પાડોશણુ થાને, ફીનરે નખરાળી થાને,
બસમેં કીયો મારા દેવરીયા—થૈ'તો.
નૈન પટકહું તાલમેં, કીરચ કીરચ હો જાય;
મૈંથન નૈના કહ કયો, મન પહેલી મીલ જાય.—થૈ'તો.

૩૮

ઘેરાં નયન નચાવતા પ્રાણુ, શ્યામલાં તરલાં,
શરમાલાં, કામણુ કરનારાં,
ન્યારા એ નવલાં,
લોહ ચુંબક ધાન, ગુમાન મદવાલાં-ઘેરાં.
તીરછાં તીરોનો માર,
તૂટયા હ્રદયના તાર,
દિલડાં વિંધી જાય કટાર,
એનેનોની અમીધાર,
ઝીલો નેહથી રસીલાં—ઘેરાં—



# રાજતિલક.

૩૯

સુતરને તાંતણે સ્વરાજ્યની સિદ્ધિ સમાઇ છે;
રૂડાં આ રેંટિઆથી તો અમારે બાદશાહી છે ?
સ્વતંત્ર હિન્દને રાખે, શરીરો રંકના ઢાંકે;
આપે તંદુરસ્તી તો, અમારે બાદશાહી છે ?
ગરીબી હો, ફકીરી હો, અખંડિત આત્મ શ્રદ્ધા હો;
અમૃત આબરૂ રહી જો, અમારે બાદશાહી છે ?

૪૦

સહુ ફરજંદ ખુદાના છે, સહુમાં નુર ખુદાનું છે;
અગર હો હિંદુ યા મુસ્લીમ, સહુ કુદરત ખુદાની છે ?
પઢો પૂરાણ યા કુરાન, અવસ્તા, બાઇબલ, ઈંજીલ;
સહુમાં તેજ છે સરખું, સહુ કુદરત ખુદાની છે ?
જપો મુખ રામ કે રહેમાન, અગર જથોસ્ત કે ઇસુ;
જૂદા છે નામ એ તોપણ, સહુ કુદરત ખુદાની છે.
પ્રભુ છે કાશી કાબામાં, મંદિરોને મસ્જીદોમાં;
હરિ હકતાલ એ અમૃત, સહુ કુદરત ખુદાની છે.

૪૧

પુણ્યશાલીની પ્રસવભૂમિ, આ સોરઠ સ્વર્ગ સમાન,

સુશોભિત સ્વર્ગ સમાન.—

સદ્‌વર્તનથી સોહંતા, જનહિત ચિતમાં ચિંતન્તા;

સુર તરુ જેવા સંતનીઆ, ચૌદ રત્ન સમાન.

સુશોભિત સોરઠ સ્વર્ગ સમાન.—

સંગીત ઉર સ્નેહ ગીતાના અમૃત સાવિત્રી સીતાના;

સુરગંગ સમ નિર્મલ અંગના, કરતી કુલ કલ્યાણ,

સુશોભિત સ્વર્ગ સમાન.—

# કૌરવ પાણ્ડ ભાગ ૨ જો.

૪૨

પીયુની સાચી માયારે, સ્વામીની સાચી માયારે, આ
જગમાં,

એ સુખસાગર, એ ગુણ ગાગર, એનાથી શાંતિની છાયા.

હાં એનાથી શાંતિની છાયારે—આ જગમાં,

સંગેને રંગેરે, સતી સાચે રાચેરે, કાચે તાંતણે જોડી
કાયારે;
હાં કાચે તાંતણે જોડી કાયારે,—આ જગમાં.

૪૩

ઝાંખ્ય જરા જંજાળીરે, સચેત થૈને ઝાંખ્ય જરા જંજાળી;
કાંઇ નથી છોટું મોટું, તારૂં મારૂં સર્વે ખોટું
શાને ભરમાયો ભાળી ભાળીરે—સચેત.
કાયા તણી કાચી માયા, રેતીના રચાયા પાયા,
ખોશો તક આશું ઢાળી ઢાળીરે—સચેત.

૪૪

માનશાં ધરવાં કાંઇ ગોરીથી ઘેલા,
ના ઘટે દમવાં છે' દઇને છળથી ઘેલા—માન.
તરસી ચાતકડી ચંદ્ર નીહાળીને. લટકાં કરી કરી લાડે,
હાથે ન આવે ત્યારે નાંખી નિશાસા, અંગારા ખાઇ
આંસુ પાડે—માન.
ટોળા વછોહી હરણી એકલડી, બા'વરી થાએ બળાયે,
વંન વંન ભટકે જોડી જડે ના તો, ઝુરી ઝુરીને જીવ
આપે—માન.

# ઈલાસુંદરી.

૪૫

ભારત ભૂમિના વીર બાળકનું હૃદય ધબકજોરે હાંરે
હાં હૃદય.
સ્વદેશ ભક્તિનું શુભ શોણિત રગ રગ વહેજોરે.
સુવર્ણ ભૂમિ ભારત આ પહેલાં હરનીશ કહેવાતી.
સ્મસાન સમાન કરી મુકી લુંટીને ભીખારી.
દેશ મહીં કંઇ ભુખે મરતાં લાખો નરનારી,
મ્લેચ્છ સત્તાની એ બલીહારી જોઈ લેજો માની.
જોર આપણું રોવામાં રડી દો ગગન ગજાવી.
ન્યાય આપશે ન્યાયી સત્તા સુણીને આ ધ્વની.

૪૬

શું તેજ ભરતભૂમિ આએ;
બ્રહ્મરસે ભિના રષીવરની, વેદ ભૂમિ તે આએ-શું તેજ.
વશિષ્ટ વિશ્વામિત્ર, વાલ્મિકિ વેદ વ્યાસ વળી પરાશરાદિ
શુદ્ધ સનાતન બ્રહ્મ તેજથી, ઝળહળે જયોત સદાયે,
તે દિવ્ય ભૂમિ તે આએ, તે પુણ્ય ભૂમિ તે આએ-શું તેજ

ભીષ્મ ભીમ અર્જુન કર્ણાદિ પ્રતાપી પૃથુને સમર સીંહજી
નામે અમર ઉછળે છે ઉર જયાં આર્ય તણાં ઉત્સાહે,
તે વીર ભૂમિ તે આએ, અમ આર્ય ભૂમિ તે આએ-શું
તેજ.

૪૭

ડરવું શું વ્હેલું મોડું જો એક વેળ છે મરવું લખ્યું,
તો માત સેવા કરી મરી કાં સ્વર્ગ માંહીના જવું.
કદી શબ્દથી કદી કર્મથી, સુખ ના દીધું દુઃખના હર્યું,
જન્મયું જીવ્યું કે ભોગવ્યું, તે જાણ સહુ ધુળમાં ગયું.
હોય જે હરામી નફટ ને નકટા
મોટા થઇ ભુલે માડી સેવનાં હા.
જોને દુકાલણ જેવા દેદાર, આંસુડાં ઢાળે,
આવે દયા નકાં—હોય જે.

૪૮

જગમાં મિત્ર ખરે અમુલખ છે
ત્રીવિધ તાપ ટાળે સહાય-મિત્ર.
માત તાત કે પાસ પ્રિયાની, વાત ન થાય જે જરી જરી
મિત્રને તે કહેવાયે સહી.
વાત વિશામો હૃદય કરાર
સુખ દુઃખ વાત, કોને કહેવાય, મિત્ર વિનાય, મરવું.
મુંઝાઇ, હૃદય ભાર હલકો થાય-મિત્ર.

૪૯

નજરીયાં ચારને ખુબ મીલાઈ

બીન ગુન્હે બીન મોતે જલાઇ-નજરીયાં.

અમરીત ધુંટા જાન લે કહેકે

પીલાઈ ઝેરકી પીયાલી-નજરીયાં.

દીલારામ જો નહીં મીલઃ, દીલકો કયા આરામ.

જીનેસે મરના ભલા, જીસ્સે હો બીશ્રામ.

કીસે કહું મોરે કર્મકી કહાનીરે.

મીલે ન કોઈ સહેલાની-નજરીયાં.

૫૦

સાવરીયા તોરી લગનમે (૨)

લોક મુજે બદનામ કરતહે

કહે તેરા લુંટારે હાં જોબન તેરા લુંટારે-સાવરીયા.

બાટે ઘાટે મોહે રોજ સતાતે

કહે તેરા લુંટારે-જોબન તેરા લુંટારે-સાવરીયા.

જીયા હમારા જાયગા બિરહશે તોરી કસમ.

ફીર કીશ જીકી આયગા બાલમ તુંમ જુઠી કસમ.

ચશ્મો કૈયાજશે કુચ્છ હમકો ઇશારા હોવે.

નામ હો આપકા ઓર કામ હમારા હોવે-સાંવરીયા.

---

# અહલ્યાબાઇ.

૫૧

છે જન્મભૂમિ જયકારીરે જય ભારતી માત અમારી
ગૌરવ કરીયે નરનારીરે ભારતી માત અમારી
હરિશ્ચંદ્ર ને ધર્મ રઘુવીર ભાર્ગવ સમ ભયહારી
સતી સીતા તારા સાવીત્રી સતીઓ અઘ હરનારીરે
કયાં તે અનુપમ રત્ન અમારાં કયાં સતીઓ સન્નારી
કયાં તે પ્રાચીન ગૌરવ સઘળું કયાં આ દશા બીચારીરે

૫૨

જાણે ના કાંઈ ભોળી બાળારે વળગ્યો છે કયાંથી
વ્યાધિ વિરહ દુઃખકારી
ચપળા છોડી દે બધા ચાળારે— વળગ્યો છે કયાથી૦
સખી હતી તું મદમાતી જણુાયે સુકાતી જાતી
કાન્તિ કરમાતી સખી તારીરે બોલી દે બ્હેની
કયાં થકી લાગી આ બીમારી— જાણે ના કાંઈ૦
ધડક ધડક છાતી શાને આ તીરી થાતી
પીયુને મનાવી લે ગુનારીરે પ્રજળાવે શાને
કામ ધુણીમાં કાય ત્હારી—

વ્યાધિ વધારો શાને બળતાને બાળો શાને
છોડો છોકાને હું તો હારીરે
પ્રીતમજી પાસે જા અભિમાન વિસારી—

૫૩

હવા કોઈ દીલની લાવો વિરહાનળ આ બુજાવો
કોઈ મારો કંથ રીઝાવો બની છું બ્હાવરી બાળા
આંખલડી રહે છે રોતી વાલમની વાટ જોતી
પ્રીતમ તમ વીણુ સઘળા લાગે સુખ ભોગ લાળા
યૌવન દિન રેન સતાવે અંતર સ્મર ધુન જગાવે
આઠે પહોરે અકળાવે ધારો મનહરમાળા—

૫૪

દુનીયા અજબ રંગત ભરી—
જળ વાદળસમ સૌ પલટે રંગત સ્થિર ન જરી
એ વિષવેલી દુઃખ ભરેલી વિષમ વિષય રસભરી
એક વિપતિ જ્યાં વિચરી ત્યાં અનેક આવે ફરી
જોઇ વિપત્તિ મનની જાતી સમતા સઘળી સરી
જગ અટવીમાં સહુજન ખાતા ખત્તા ખતજ કરી
તો પણ તૃષ્ણા આશા ત્યાગી ભજે ન ભાવથી હરી—

૫૫

હું નખરાળી નાજુક નાર મારો દાસીનો અવતાર
દાસીનો અવતાર તો પણ ઝળકે જોબન બ્હાર
મને થાય મનમાં તો એમજ થાઉં રાજની રાણી
પણ પીટ્યુ આ ફુટેલ કીસ્મત ભરૂં પારકા પાણી

૫૬

દુનીયા તણા દિવાના દીલભર મજાઓ લુટે
તુટે જીવનની દોરી આશા છતાં ન છુટે—
બાળક મટી યુવાની આવે ભલે દિવાની
તન ધન મળે તરૂણી આશા છતાં ન છુટે—
આવે પછી બુઢાપો ધોળા થતાં નીમાળા
શું બાકી લાડી લાળા આશા છતાં ન છુટે—
પડી જાય દેહ પાપી મરી જાય મન કદાપી
મળી જાય માટીમાં સહુ આશા છતાં ન છુટે—

૫૭

કુધારે હિન્દ વાસીના હૃદયનો ગર્વ ગાળ્યો છે
ઝળકતા હિન્દ ગૌરવનો કુધારે દાટ વાળ્યો છે
અમણ અજ્ઞાની મા બાપો મહત્તા આબરૂ માટે
સુતાના શત્રુઓ થઇને ગૃહે પોસા સુતા માટે
વિચાર્યો વીણ હૃદય વચને મરી મીથ્યા ગુમાનીમાં

જડી જે સંતતિ લગ્ને ઝુરે તે જીંદગાનીમાં
ગયા તે બ્રહ્મચર્યો ને પ્રીતિલગ્નો ગયા જયાંથી
પ્રજા તે વીર શું પાકે પછી ઉદ્ધાર તે કયાંથી

૫૮

હા સજની મારી નિર્મળ પાણીડા રૂડા ભરીયે
કાંચનના ઘટને શીરપર ધરીયે
સરવર જળમાં રહી માછલીયો જેમ પરસ્પર ગેલ કરે–
તેમ ઉછળતાં હૃદય આપણા રસમાં રેલમ છેલ કરે
જળમાં સારસ ભર્યું સુધારસ ઉપર અલિગણ ગાન કરે
તેમ ખીલેલી યોવન કળીનું પ્રીતે પ્રીતમ પાન કરે
હું નીકળી જયાં પાણી ભરવા પીટયા ખળ પાછળ ફરતા
નખરેથી જો નજર કરૂં તો હાય હાય કહી મરતા
બની ઠની પનઘટ પર આવું ઘટમાં શું લઈ જાઉં
પાણી પાણી કરી કેંઈક પુરૂષના હૃદય ભરીને લાવું—

૫૯

કર સુત સજજન જનનો સંગ
જેની સંગત પાપ હટાવે લાવે નીર્મળ રંગ
સ્વાતિ જળનું ઝેર બને જો ગૃહે ક્રુર ભોરંગ
કરે માછલી તેજ નીરનું મોતી ભૂષણ અંગ—

તેથી કર સત્સંગ તજીદે સહુ દુર્જનના ઢંગ
લોઢાને કુંદન કતી કર સ્પર્શ મણી સત્સંગ

૬૦

જોઇને વિચારી સંગ કીજીએ મનડું મળતાથી મળીએ
હંસલે બાળવ માળો નાખીયો જાણ્યું ચંદન હોશે
ઓચીંતો પવન ઝકોળશે કાયા કાંટે વિંધાશે—જોઇને૦
આરસી સરીખા ઉજળા દેખંતા નર રૂડા
બીજાને બોધ એ આપતા પોતે મનડાના કુડા—જોઇને૦
હંસલે ઉંદરની દયા ગણી ઉંદર પાંખમાં લીધો
ટાઢ ગઇ ગુણ વિસર્યો હંસો પાંખવીણ કીધો—જોઇને૦

# હરિચંદ.

૬૧

મન મયલ મિટે તને તેજ બઢે હે રંગ ભંગ કા લોટા
સૌ રોગ ટલે સૌ સોગ જલે કરે ભંગ અંગ કો મોટા;
જબ તાર જમે આજાર રમે નવ હાથ બઢેજી છોટા,
તન સાફ મન સાફ હો સાફ આદમી ખોટા—મન.

લે કંદ દુધ મે ધોલા તો રંગ બના અનમોલા,
ક્યા યાર ભંગકા ગોલા હર બાર બોલ બમ ભોલા;
ઉઠ ભોર ન હાકે ગંગ ચઢા લે ભંગ જમા લે રંગ,
નીરા લે ઢંગ દીખા દે જંગી કુંડી સોટા—મન.

૬૨

મેરે ગુલશનકા અગર કોઇ સમરકામ આયે,
ઇસ્સે ક્યા બઢકે હય જ્હો આપ કે ઘર કામ આયે-મે.
આજ હય કલ નહિ એ દૌલતે દુનિયા ક્યા હય,
યહી બહેતર હય કે સબકે મેરા જરકામ આયે-મેરે.
ખાલ ઔર માંસ ભી કામ આતે હયેં હયવાનોકે,
હયફ ? ઇન્સાન ન ઇન્સાન કે ગરકામ આયે-મેરે.
પાંવ ખીદમતસે કભી આપકી હટને કે નહિ,
કાટલો શૌકસે મેરા જો રહેસર કામ આયે-મેરે.

૬૩

રાત યક સપના મયને બદ અય પ્યારે આજ દેખા-રાત
જા પહુંચી મયેં એક દેશમે હાય રાજન.
દુર હો જાતે ઉસકા રાજ દેખા.
જાતે ઉસકા તાજ દેખા લુંટ જાતે સબસાજ દેખા
સુખપર પરતે ગાજ દેખા—સપના
રાજ તારાજ દેખા-તાજ મહુતાજ દેખા
રાજકે રાજાકો આફતમે અય સરતાજ દેખા—જા.

૬૪

જાવોજી જાવ બડે દાનકે દિલાને વાલે
દાનીક-હલાને-વાલે કહકર ફીર જાને વાલે
ઉલટા સમઝાને વાલે ધોકેમે લાને વાલે
દેનેકે નામસે દો બાતમે ડર જાને વાલે—જાવોજી.
દાના કહુલાકે ફિરના દાનસે નાદાની કયસી
જાચકકે જાચકે દેનેમે આનાકાની કયસી
દુનિયામેં અયસે દાની યઅને તુમ જયસે દાની
તુમહો ફીર કયસે દાની કમ હોંગે અયસે દાની.
જાવો! જાવો! બયઠો! બયઠો!—
અયસે કયાહો મહુતાજો કો દીલવાને ખીલવાને વાલે—
જાવોજી.

૬૫

ખાવું મયં માવેકા મલીદા ખાવું મેંય મોતી ચુર
લારવા ખાવું.
ખાવું મયં પુરી બા સોધી વ ખસતા કચારી
ખાવું મય સકર પાલા દોસેરા ખાવું
ખાવું મયં સિખરન સુતરફેની રેવરી મલાઇ
ખાવું મયં મથુરા જીકા પેરા ખાવું

૬૬

કયસે ધરૂં મયઁતો ધીર હાય? મા કયસી કરૂં મૈંય.—કયસે.
બાવાકો દુઃખ મોસે દેખો ન જાવે.
ઉઠતી કલેજેમેં પીર? હાય? મા કયસી કરૂં મૈંય—કયસે

૬૭

ઉમાપતી નમું નમું શરણગતી નમું નમું
જટાધારી સંગલીયે પારવતી નમું નમું— ઉમાપતી.
કરો મહાદેવ દયા હરો દુઃખ પીર બીથા.
તેરા નીમ નામ રટત જતી સતી નમું નમું— ઉમાપતી

૬૮

અરે નાદાન? અરે એ ધ્યાન? જરાતો માન? જરાતોમાન
નખો તું જાન હો હયરાન જરાતોમાન? જરાતોમાન.
કયસી રાની કયસી બાની કયસે લાલાજી કે લાલ.
બાતે તેરી લમ્બી ચોરી બાકી સુખા જય ગોપાલ.
રીષીકા માન જો તું ફરમાન તો હોઈસ આન તેરા કલ્યાન
અરે અગ્યાન? નકર હયરાન જરાતો માન—જરાતો માન
—કયસી.

૬૯

પ્યારા હમારા તું હમે દે આગ્યા જાનેકી—પ્યારા.
ઇશ્વર ઇચ્છા અયસી હયતો લાગે કૌન ઉપાય.
ફેર અહાંજો મીલના હોતે ફેરમીલુંગી આય—પ્યારા.

# ભર્તૃહરિ.

૭૦

નારીના કટાક્ષ પાસે, પુરુષ છે ગુલામ;
હાવ ભાવ કરીને, હરીએ પુરુષ હામ.
આ ભ્રકુટીનો વિલાસ, આરે મંદ હાસ;
મધુર વચન મંદગતિ, નાખે પુરુષ પાસ.
રણને વિષે બાણુ કોટી, નર નિવારે શૂર;
આ કટાક્ષ બાણ હાસી, પાડે યોધ પૂર.

૭૧

તારુણી ! તુજથી નથીરે જુદાઇ, શશિવદની સુખ પામું
હું આંહી;—તારુણી !
વદન મનોહર તારું લલિતા! સૌરભ અંગ જઘન સુખદાયી.—
શશિવદની.
ભ્રકુટી વિક્રમ સ્મિત અતિ વિભ્રમ, નિરખી પ્રિયા! ભૂલું
સરવરે કાંઇ— શશિવદની.
ત્રણુસો સાઠ ત્યાગી તુજનેરે ચાહું તુજ વિણ મુજ ક્ષણ કલ્પ
સમજાઇ.—શશિવદની.

૭૨

જન્મયો જગમા તે; વૃથા જન્મયો!
જેને કામ શૃંગાર પીછાન નહી—જન્મયો.
મૃગનયની નિતંબ ન સ્પર્શ કયેી કદી
આયુષ સર્વ અસાર થઇ.—જન્મયો.
જે સુખ નાર વિલાસ વિષે રહ્યુ,
તે સુખ અન્ય વિષે જ નહીં.—જન્મયો.

૭૩

પ્રિયાકા સગાગમ સબહે હે પ્યારા.
રતિક શ્રમસે પરસ્વેદ બિંદુ, માનો શોભત હે તારા;
ભારી નિતંબ પરી ઉર ઉપર અંગે ચંદનકી ગારા–પિયા.

૭૪

કામ છે દુષ્ટ વિકારી, અહા! પ્રભુ કામ છે દુષ્ટ વિકારી.
ઇંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથી છે યારી-અહા?
ત્રણુસો ત્યાગી એકજનેચાહે, તેના ચિતમા છે જાર છીનળી
—-અહા?
ધિક્ક બાઇતુજને ધિક્કતારી બુદ્ધિ. વિપરીત વાત વિચારી
—અહા?

૭૫

પચુ ! ફળજ સુંદરરે, પ્રાશન આપ કરો પિયુ ! મારા-પિયુ.
આપ અમર થઈ તખ્તે બિરાજો, પ્રજાહિત પિયુ કરશો;
હું છું નાર અમર શું થાઉં, અરજ મારી ઉર ધરશો-પિયુ.

૭૬

ભરથરી ભ્રાતા ! વિચારીને તમે, કરો હું ઉપર કોપ.
વિણુ અપરાધે, (૨) તમે વદો વચન આરોપ—ભરથરી.
છો શિર છત્ર, (૨) નવ લોપું નીતિ ધર્મ;
બંધુ પત્ની મમ માત છે, કેમ કરું અવિહિત જ કર્મ-ભરથરી
કટુ વચન બાણુ, (૨) શિરપર મૂકો માં આપ;
આગળ વાત વિચારતાં, ભાઇ ! પામશો પશ્ચાત્તાપ-ભરથરી

૭૭

સુણુ શ્રી જીત ભરથરી ભૂપ ! ઉજ્જેની તારીમાં ન રહું રે;
રાખ ચતુરાઈ રહે હવે ચૂપ—ઉજ્જેની.
હવે માળવાનું અન્ન નહીં ખાઉં;—ઉજ્જેની.
વેગે અરણ્યમાં ચાલ્યો હું તો જાઉં—ઉજ્જેની.
ધિકકધિકક લપટાણો મતિ મંદ;—ઉજ્જેની.
કૂટ કૂટ સમજ્યો ન નારી ફંદ.—ઉજ્જેની.
ફસ્યો પિંગળના પાપી પંજા માંહ્ય;—ઉજ્જેની.
વાગે ત્યારે સંભારજે તેના ઘાય.—ઉજ્જેની.

ચાલ્યો જાઊં સાચો ક્ષત્રિય ધરી હામ--ઉજેની.
તારી ઉજેનીમાં રહેવું હરામ -- ઉજેની.

૭૮

અયે કમજાત પિંગળા તેને, બહોત દગા દીયા;
ભાઈ જેસા ભાઈ મેને, દેશ નિકાલ કીયા.--અયે કમજાત.
તેરે પર ઇતબાર રખા, તેં બુરા કીયા;
જન્મ મેરા આજ તે ખરાબ કર દીયા.--અયે કમજાત.
નિર્દોષ મેરા બંધુ, માલવ દેશસે ગયા;
નઠોર કઠોર નારી જાત, દિલમેં નહીં દયા.--અયે કમજાત.

૭૯

છોડદે અભિમાન માન અબતો મનવા મેરા છોડદે અભિમાન
રાજ પાટ સબ જૂઠે જાનો, ક્યું તુંમ હોત હેરાન,
નારી પ્યારી નહીં હે તેરી, મત કરનાં ગુમાન; માન—
અબતો.
જૂઠી પ્રીત જગતકી દેખી, મત ભૂલે નાદાન;
બાહીર રંગ રુપકું દેખી, મત હોનાં ગુલતાન; તાન.—
અબતો.
ચલ જંગલમેં ભેખ ધરેંગે, તજી જગત્ તોફાન;
જગત્ સ્વપ્નસે જાગ્રત હો જા, ગુરુસે લેનાં જ્ઞાન; જ્ઞાન.—
અબતો.

૮૦

ધિક્ક યુવા ધિક્ક મુજને, ધિક્ક કામ વિકારજી,
જેણેરે ભૂલાવી મુને સત્યથી, કર્યો નીચ વિચારજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા કરોરે રાજા રંક છું, નારી અજ્ઞાન જાતજી,
અન્ય વખત આવું નહીં કરૂં, લાજ્યા માતને તાતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

કપટ રૂપી રાણી પિંગળા! એ શું બોલે વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે, જો વચારીને મનજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.
તુરે ખોટી ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉધ્ધારજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.

રહોતો રાજા રસોઈ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીએ આપણ સાથજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી.
મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત આવાસજી,
જેમરે જાણે નહીં જગતમાં, સાધો જોગ રહી પાસજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

મહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન મૈયા શું કરૂં, નથી ભોગની આશજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.
વાસી જંગલના જોગી અમે, નહીં ગામમાં વાસજી,
વિષની વેલીથી અળગો રહું, નહીં નારીનો પાશજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા.

ભગવાં જોઇ રાજા ભરથરી ! દાવાનળ દિલ થાયજી,
માઈ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાહ્યજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

વધુરે શું વદું મૈયા પિંગળા ! કરૂં અરે કેટલો ઉચારજી,
બંધુરે જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી;
હવેરે રાજને મૈયા હું શું કરૂં.

વાંકીરે વિધાતા મુંને ભૂલવી, લખીયા લેખ તે લલાટજી,
આનુંરે પ્રાયશ્ચિત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વી
માતજી;

ભેખરે ઉતરો રાજા ભરથરી,
ત્રણુસો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો, પાપી પિંગળાને કાજજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

મોહ છોડી દે મૈયા પિંગળા ! પ્રીતે કર સતસંગજી,
સગું રે નથી રે કોઇ કોઇનું, આ સંસાર પતંગજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.
દેતી હું તો ભિક્ષા દે મુને, નહીંકર કરૂં ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારારે રોષે થાશે, ચાલી જાય જમાતજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.

૮૧

પિતાજી ! આ કોપ તમે શો કર્યો;
જોગી વેષ બાપુ ! શીદને ધર્યો.
મરી ગઇ છે માત, વળી જાઓ તાત;
પિતા એથ કોની છે, ઓરમાન માત.
ન બાપી કરી બાપુ ! જાશો નહીં;

૮૨

સુણો મારા પ્યારા પિતા ! હું છું દીન પુત્રી તમારી.
પ્યાર તજીને ભગવાંરે કીધાં, કોણ લાડ કોડ હો;
વરાવશે હું છું કુંવારી, સુણો મારા પ્યારા પિતા.
અરજ પુત્રીની ઉરમાં ધારો. શિરછત્ર શું જોઇ સંચરો;
વનમાં સિધા , —સુણો મારા પ્યારા પિતા.



# સૌભાગ્ય-સુંદરી.

૮૩

ચાલો સહેલી (૨)ભુવનેશ્વરીના સઉ મળીને દરશન કરીએ,
દુખ હરનારી, સુખ કરનારી મૂર્તી માની અંતર ધરીએ;
ભાવ ધરી જો પુજન કરીએ તો ભવ સિંધુથી તરીએ,
ચુવા ચંદન કુમકુમ કેસર અરચન કરીને મન ઠરીએ.
અબીલ ગુલાલને પુષ્પ માળથી માને વધાવી મંદીર ભરીએ

૮૪

મારા તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે ભવ જાઉં ગજ જોતી
વળી ગુમાવ્યું મેં ભાગતાં ભાગતાં (૨) નકવેસારનું
મોતી—મારા૦

હાલવું ચાલવું હારીછું હાય, જીવ મારો ગભરાય,
કેદી ફરી મારૂં મલશે મોતી
ગોરી હું કાઢીશ ગોતી—મારા૦

૮૫

આંખો ખોલી જો જીવ આ દીસે દુનિયાં ફાની,
શાની જીંદગાની રોજ રહેવાની નાની-આંખો૦
આ ધન ધામ મેડી મોલાતને વાડી વજીફા,
અંતે સાચવ્યાં અને થવાનાં ધુળ ધાણી-આંખો૦

અચિંતો હાબશે ટ્રોટો અજલનો જો ફીરસ્તો,
કરી લેને ભલાઇ એજ છે સાચી કમાણી–આંખો૦

૮૬

તાત શાને કરો છો આવું કુડું કામ;
જેને રાખે શ્રી રામ કરે સ્હાય ઘનશ્યામ,
તેનું લઈ શકે કોણ નામ ?–તાત૦
પ્રલ્હાદને પીડી હીરણ્યકશીપુ,
પીતાજી કમાણો શા. દામ.
ઉરે મ્હોતે મુવો પાપી અંતે થઇ બદનામ–તાત૦
મોહી સતીપર શંભુને બાળવા,
ભસ્માસુરે ભીડી હામ.
બળી ભસ્મ થઈ ગયો જાતે બનીને બેફામ–તાત૦

૮૭

ધીમાં ધીમાં ચાલો મારાં પ્રાણુરે,
પગ નાજુક તમારા આ મચકાઇ જાશે કમર લચકાઇ જશે
ઓ સુંજાણુરે–ધીમાં૦
નાજુક વેલી ફુલસમી કોમળ આ તુંજ કાય,
ધડકે છાતી શ્વાસથી એ ચંચળથી ઓળખાય,
પરસેવાના બિંદુ આ બાઝયાં મુખે,
મુખ રાતું થયું થાક અતી દીસે,
આ છાતીપરે લ્યો વિસામો સુખે–ઓ સુજાણુરે–ધીમાં૦

૮૮

એક સાંજને સમે ઉભી અટારી,
પુત્ર ને લડાવે લાડ સતી નારી;
નિહાળતી પતિની વાટ પ્રેમ ઘેલી
હર્ષના તરંગમાં રમી રહેલી
પતિ આવે સતી સામી જાય
સ્ત્રીના મનમાં હરખ ન માય
બાળકને પતિ પાસે ધરે
ઝબકી વીંટી આંગળી પરે
પાપીએ ભંભેર્યાં કાન
એ વીંટી પર નરનું દાન
સતી બીચારી ન જાણે કશું
ઝેર પતિને અંતર વસ્યું
નહિ પુછ્યું નહિ ગાછીયું
સાંભળીયું નહીં કાંઇ
નિર્દોષીને મારતાં
ડર્યો નહીં દિલમાંય
વ્હાલી નહિ વામાં ગણી
વ્હાલો ન ગણ્યો બાળ
નાંખ્યાં નદીમાં બેઉને
થયો કારમો કાળ

# વિક્રમચરિત્ર.

૮૯

હાં રે હું તો છોટી ચંબેલી ખીલતી.
તન ચંબેલી વદન ચંબેલી
દીલ વસેલી છબીલી ચંબેલી ખીલતી,-હાંરે૦
હાર ચંબેલીને ગજરા ચંબેલી;
છાબ ભરેલી નવેલી ચંબેલી ખીલતી.-હાંરે૦

૯૦

મનેસહાય કરશે મોરારીરે,
વ્હારે ચડશે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી મીરાં બાઈ તારી,
એની ચીન્તા કરીશ નહી મારી-મને૦
માંજારી બચ્ચાંને જગતાં ઉગારી,
મોક્ષ દીધો ગજેન્દ્રને તારી.
દ્રૌપદીના ચીર પુર્યા થયા તે સ્હાયકારી-મને૦

૯૧

મારા સસરાજી સરત કબુલ મને,
જોઈ લેજો રે આપ મારો રંગ,
બતાવું છું બધી ખુબી હું રજ,
સ્ત્રી ચરિત્ર સરસ સાબીત કરૂં
ચોકી દેજો રે સેતાની ચતરંગ–બતાવું૦
કેદખાનું હવેથી મંજુર મને
કરી લેજો રે હૈયે હોય ઉમંગ–બતાવું૦

૯૨

એ........માથે મટુકી લઇ જાઉં.
પ્યારા સ્હેરી લાલાને દુધલડાં પાઉં–એ૦
હું ગોવાલણ નાની નારી,
પ્યારો મારો છે વિહારી,
રંગે રમાડી રીઝાઉં–પ્યારા૦

૯૩

કોઇ દુધ લ્યો દિલ રંગી
શોખીલા શાણા ઉમંગી–હો–કોઇ૦
કેફી પીયે કસુંબકો ગાંજો પીએ અબુધ,
દારૂ દીવાના પીયે, દના પીયે, દુધ–હાં કોઇ૦
એક અમીરસ દેવને, બીજો રસ છે પ્રેમ,
ત્રીજો રસ ગોરસ ભલો, પીધે કાયા હેમ–હાં કોઇ૦

ગોરી ગરવી ગાયનાં, ગોરાં મારાં દુધ,
હું પણ ગોરી ગોરડી ગોરૂં દીલ છે શુદ્ધ—હાં કોઈ૦
હેમ કટોરો હાથમાં, માંહી અમૃતસાર
ચતુર હોય તે ચિંતવે, ગુણ સમજે ન ગમાર—હાં
કોઈ૦

૯૪

મને રોકો ના રસીલા છેલા મુકોને હાથ,
ઓરા ઢુંકો ના છબીલા વ્હેલા મુકોને હાથ,
લ્હેરે ઝુકો અલબેલાં ઘેલાં આવું સંગાથ,
મુકો કેડા, લાગ્યો નેડા
છોડો છેડો સાથે તેડા,
ભોળી નારી, કામણગારી,
હું તો હારી, વાહરે પ્યારી, રોકોના૦

૯૫

નેણુમાં નીંદ્રા ન આવે જરી,
મારા રામ ગયા વનવાસરે—નેણુમાં૦
હંસ વિના મારાં સરોવર સુનાં રે
વાઘ વિનાની વનવટરે—નેણુમાં૦
પંખી વિનાનાં મારાં પીંજર સુનાંરે
મંદીરીયાં સુનાં સીતા રામરે—નેણુમાં૦

૯૬

હાલો વ્હાલો લાલા મારા બાળા,
કુંવર મારા કાલા ઝુલોને આનંદમાં
લાગે મુંખડું વ્હાલું હાસ્ય મંદમાં
રહો માના ખોળામાં ચમનમાં,
હસંતાં સુમનમાં, વ્હાલાંઓના વૃંદમાં
હાલો વ્હાલો મામાના ભુવનમાં,
ઓછું આણે રખે રાજ મનમાં
જઈશું થોડા દિનમાં વતનમાં ખુશંદમાં–હા૦

૯૭

મેં તો બાલાસી જોગન, બિલાસી જવાન
શ્યામ પંછી બીજોગન, બિલાસી જવાન
પ્રેમ ગ્રંથી ગુંથી આપો મંત્ર દાન—મેં૦
તોરે રીનો જોબનવા બિલાસી જવાન
રંગ ભીનો સુમનવા બિલાસી જવાન
સધ સિદ્ધિ નવ નીધી આપો મંત્ર દાન—મેં૦

૯૮

નજર કરો નાથ જરા ઓળખી હયો નારી
છું હું તે બીજી કે કંથ આપનીજ પ્યારી?—નજર૦
હેમ પ્યાલો હાથમાં ને મીઠું મીઠું દુધ

પીધું શ્યામા પાસથી શું તેની ભુલ્યા શુદ્ધ.
કોણ હતી કંથ એ તે દુધની પાનારી?—નજર૦
સુવાં કીધાં જીવતાં પરચો બતાવ્યો પૂર
યાદ છે કે રાયજી એ જોગણીનું નુર?
છાનો મંત્ર શીખવ્યો છે. એજ આ ઠગારી—નજર૦
વિના વાંકે દંડીયામાં કેદ મુજને કીધી
ચતુર સસરાજી સખત ચોકી તમોએ દીધી
કરી બતાવી મેં સાબીત શરત સર્વ મારી—નજર૦

૯૯

હાં રે હું તો છોટી ચંબેલી ખીલતી.
તન ચંબેલી વદન ચંબેલી
દીલ વસેલી છબીલી ચંબેલી ખીલતી—હાંરે૦
હાર ચંબેલીને ગજરા ચંબેલી;
છાબ ભરેલી નવેલી ચંબેલી ખીલતી—હાંરે૦

---

# સતી ઉજમી

૧૦૦

મોહ ત્યાગ્યો રે મેં તો હવે મમતાના નામનો,
સ્નેહ જાગ્યોરે ડંકો વાગ્યો રૂદીયામાં રામનો;
રૂડાઉપરથી કુડા ભીતરથી, ઈંદ્રવર્ણાસમી છે માયા,
જોતજોતામાં ફૂટ દઈ ફુટે, કાચ કુંપો છે આ કાયા
અનાચારથી અળગો કીધો જય જોગમાયા,
ઉજળીઅજવાળ્યું તેં અંતરમાર્ગબતાવી જ્ઞાનનો(૨)મોહ

૧૦૧

નથી સુખચેનની છાયા, દુખદ સંસારનીમાયા.
અકળ સંસારની ઘટના, રચીવિપરીત જગરાયા.
ઘડીમાં હર્ષ છલકાતો, પલકમાં આફતો પુરી;
કદી હો લગ્નનો ઉત્સવ, કદી જલ્લાદની છુરી.
સમજીએ આ જગત જંજાળ ખોટા રંગ સંધ્યાના,
પછી થાનાર ઘટનાના, હરખને શોક તે શ્યાના.

૧૦૨

વાલમ પાસે શેને જાશું, પ્રીતમને જઈ મળશું;
મનના મેલા કુડા કપટીને. ભેટયામાં ફળ શું!

લઈશ ફેરી સ્વામી પાછળ,
હજ આશા તું, એ છે ઝંઝળ.
મનમાનીતા મોહનવરંને દેવ ગણી પુજીશું.
હઠીલી સાહસ કાં કર તું.... .... ...વાલમ૦

૧૦૩

મારા સન્યાસી સુજાણ, એકજ ભૂલ કરી મોકાણ;
અબળાના બંધનથી છુટી, રાજા સંભાજીની આણ
હુરે અરબ સમી ઓ નાર, તું છે બે ધારી તલવાર;
ભાગ્યોદય અમારાં એ કે, પામ્યો વેજલ જેવી નાર.
સ્વામી આજે થયો સુખનો પૂરો ઉદયભાણ;
વીણા તું હું વેલો, અજીત ઘેલો ને ધમસાણ.
વેજલ બહાર ગામમાં સ્નેહસુધાનાં બારે બુડયાં વહાણ;
બાબત આમ, હરે રામ (૨)... .... મારાં૦

૧૦૪

દુનીયા બાજીગરની માયા
નજર બંધીના ખેલ સુજાયા;
દ્રષ્ય પલકમાં સૌ પલટાયા......દુનીયા૦
નિઃસાર આ સંસારમાં, આરામકો સ્થાને નહિ;
તેથીજ સાધુ સંતજન, મિથ્યા જગત માનો સહી.
રંગ પતંગી છે આ કાયા,
એક પલકમાં રંગ પલટાયા દુનીયા૦ (નજર.)

૧૦૫

રહેવું સ્નેહે સદા ધૈર્ય ધારી, રે જેવી રીતે રાખે ગીરધારી,
ભવરણમાં ભુલી ભાન, ખોયું વિશ્રામ સ્થાન,
કરમે જડી છે લાચારી .. ... ....રે જેવી૦
દીનદયાળ, જગતપાળ, જ્યારે લેશે સંભાળ,
ત્યારે થઇશ હું સુખાકારી.... .... ....રે જેવી૦
ભમવાનીયે કરી રંજાડ, વાળ્યાં છે માથે ઝાડ,
છાના રહો છબીલી નારી ... ... ... રહેવું૦
ખેતરપાળ, વિરકુણાલ, જ્યારે સોનેરી જાળ,
વીખશે વીહારશે વિહારી ... .... ... રે જેવી૦

૧૦૬

જાઓ તૈયાર હો શીરીં, યહાં ફરહાદ આયે હય,
કરમ કર દર દીલબર, સબબ કે આજાદ આયે હય,
મુલકકે શાહકે છોટે બિરાદર, માલ લાયે હય,
ખડી તાજીમ દે દો, આગીયે બયતાલ આયે હય;
દીલબર મતવાલે મોરે પ્યારે, હો રાજદુલારે,
મોરે જીગરમેં માર કટારી, સાજન તુમપે વારી....હોરાજ૦

૧૦૭

સરવર તરવર સંતજન, ચોથા બરસત મેહ.
પરમારથકે કારણે, ચારોં ધરી હય દેહ;

ભલે સ્નેહ હોયે કે ન્હોયે, સ્નેહીના મનમાં;
છતાં સદાયે સ્થાયી રે'શે, ઉદારતા અમમાં—ભલે૦

શું ધાર્યું ને આ શું થયું, પરિણામ આવશે હવે કયું,
અંતઃકરણે આઘાતોથી તાપ તપે તનમાં;
પ્રથમ પગથીયે ચુકી, ભૂલી ભામા ભવરણમાં—ભલે૦

# સત્ય પ્રકાશ.

૧૦૮

કહોજી કંથ કામણગારા આશાં કામણ કર્યા ?
કામણ કર્યાં, મનડાં મારાં હર્યાં—કહોજી

કુમળાં કુમારાં દીલડાં છળથી એ છે અજાણ્યાં;
ઘાવ કર્યા વીણુ કેવાં ઘાયલ કર્યાં—કહોજી

કુમળાં તમારાં કાળજાં કાતીલ નયનના માર છે.
દીલબર તમારી આંખડી બેધારની તલ્વાર છે

નારી નયનનો પુરૂષ પર જૂદોજ કો અધિકાર છે.
ખીજે તો જીવન ઝેરને રીઝેતો બેડો પાર છે.
બાન ભૂલાવી આશાં જાદુ લાયાં—કહોજી.

૧૦૯

શીયળ, સદ્ધર્મનું પાલન, સદા શાન્તિ પતિસેવા
સહનશીલતા વિના સ્ત્રીના હૃદય ભંડાર સૂના છે—
સ્ત્રીયોચિત સદ્ગુણો વીણ સહુ ભણ્યાં પણ નગણ્યાં ગણવાં
વૃથાએ ભાર ભણતરના, જીવન સંસ્કાર સૂના છે—
ખરી શોભા ન વસ્ત્રોથી ન સુંદરતા ન ભૂષણ છે
ખરા શણગાર સદ્ગુણના વિના શણગાર સૂના છે—
મળે કે ના મળે પ્રીતિ, ટળે કે ના ટળે દુખડાં
છતાં સ્ત્રી ધર્મ તજવાથી અરે અવતાર સૂના છે—

૧૧૦

આજ હું તો પરણ્યા પિયુથી રીસાઊં
મને મોહનજી આવી મનાવશે
પાછળથી આવી એ પકડે પાલવડો;
હું કહીશ મોહનજી મુકોને કેડલો;
બોલ મારી મીઠડી ! બોલને રસીકડી ! એવું કહીને
બોલાવશે.
વ્હાલમનાં નેણ મારા ચિતડાંના ચોર મારા મીઠા
કળાયલ મોર
કહેશે જો કંથ મને વગડાનું ઢોર
તોય હું કહીશ કાળજાંની કોર ક્યારે આવશે.

૧૧૧

તમે છો હીન્દ ભૂમીનાં બાલ તમારી માત ભૂલશોના,
માત ભૂલશોના, જનનીનાં ઋણ વીસરશો નાં—તમે
એક તર્પણ દેવનાં બીજે પિતૃ ઉધ્ધાર
ત્રીજાં તર્પણ જન્મ ભૂમિનાં દેશોદયનાં દ્વાર—તમે
માતૃભૂમિ ઉદ્ધારમાં અમ જીવનનો ઉદ્ધાર
જન્મ ભૂમિના જગવશું અમે જગમાં જયજયકાર—તમે.

૧૧૨

કહેને અલી કાળજાંની કોર ક્યાં ભીંજાઈજો !
વ્હાલમના વચનોનાં તીરથી વીંધાઈજો !
રસીલી શું તું રસીયાથી રમતાં રીસાઈજો—
માળા ગુંથી મલકાતી હું દેવ રીઝવવા જાતી,
ત્યાં તારે તારની આંટી, પડતાં તૂટી વચમાંથી
ચાળા એ છોડ અમે જાણી ચતુરાઈજો,
મોહનને માનમાં મનાવતાં મુંઝાઈજો—કાળજાં.

૧૧૩

બાઈ હું તો પરણી તોય કુંવારી;
મને મળ્યો વૃધ્ધ ભરથાર, મારો એળે ગયો અવતાર
—બાઈ
સાસુ સતાવે નણંદ ડરાવે મ્હેણાં સહુ સંભળાવે,

ક્નોડલાંની કહાણી કહી મને પાડોશણ શરમાવે
—બાઇ

કૂવે તળાવે પાણી જાઉં ત્યાં લોકો પાછળ આવે,
નવી કાકી કયાં ચાલ્યાં કહીને પીટયા મને બોલાવે
—બાઇ

૧૧૪

ફુલડાં વીણે વીણુંજો બ્હેન ! અમારી ફુલવાડી સોહાય,
એની કોમળ કોમળ કળીઓ કુણાં કાળજડાં કોરાય,
સુવાસે હૃદય સુવાસિત થાય, વિકાસે કૈક ભ્રમર લલચાય
વિલાસે વ્યર્થ સુધામય સુરભિ એની મોંઘેરી સરીજાય-
માળ ગુંથી આ અમોલી કોને કંઠ ધરાય !
મધુરી એની પરાગ વહી વહી જાય, પૂજ્ય વીણુ કોનાં
પૂજન થાય ! મનની મનમાં સર્વ શમાય —

૧૧૫

આપણે કરશું દેશ ઉદ્ધાર;
સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ નહીં થનાર—આપણે
આપણો ઉજ્વળ છે અધિકાર—
કોરપોરેશને જશું, હક મેળવશું, મન કેળવશું,
આપણે નવી ભરત લડનાર.........................
તજો એ નિષ્ફળ સર્વ વિચાર,

ગૃહરાજ્યની રાણી રમણી વીણ સુનો પુરૂષ સંસાર
ભિન્ન ભિન્ન છે કાર્ય ઉભયનાં ભિન્ન ભિન્ન અધિકાર
ચલવતાં બન્ને જગ વ્યવહાર—

૧૧૬

શાં ડોલે સમીરણ મંદ મંદ,
તરૂવર શાં ઝીલે, સંધ્યા શોભા ભર સજની—
રક્ત પ્રિયા રવિની પિયુ વિરહે
લજાતી જાતી ચડે ચંદ્ર વરવા રજની—

૧૧૭

પીજીયે ન પૂરાં અણમોલડાં અધુરાં,
એ પ્રીતિનાં પાન,
પ્રાણથીય મોંઘા છે મોંઘા મ્હેમાન,
સીંચાય નેહ નયનોની પાંખડીયે પ્રાણ,
આનંદના નિધાન, આ દીલડાંના દાન—
એક ઘુટડે જીંદગી એક અમર થઈ જાય,
એવાં સરવર સ્નેહનાં પુરાં નવ પીવાય,
અધુરાં એ પૂરાં, પૂરાં તે અજ્ઞાન,
એ સ્નેહનાં નિદાન મૂકાવે માન—પીજીયે.

૧૧૮

રસીલાં લોચનીયાં તલસાય,
મદ ઉભરાય નેહ ન માય,

ઘેન ભરાય અર્ધ મીંચાય,
અધીરાં એ સહજે શરમાય—
સ્મરથી શરીર વિંધાયાં,
મનમાં પીયુની માયા,
વિરહે કરમાતી કાયા,
એ છાયા નવ છુપાય સહુ સમજાય—રસીલાં

૧૧૯

અજબ લ્હેર આવે હૃદય સરમાં,
જગત કંઈક જુદું લાગે નજરમાં,
નવીન કંઇક દેખું નિશાકરમાં,
અજબ એક આંસુ નયન ભરમાં—
વીણુ નિશાએ સ્વપ્ન આવે આ જીવન ભરમાં
કોઇ કંઇક બોલે શ્રવણ પટમાં,
કોણ ભેદ ખોલે આ ઘટ ઘટના!
દીલજરી ડોલે મીઠી લહરમાં —



# સસ્તાં પુસ્તકો ?

ગુજરાતી ગાયનમાળા

| | |
|---|---|
| ભા ૧ થી ૫ દરેકના | ૦-૬-૦ |
| ગુજરાતી ગઝલ સાગર. | ૦-૬-૦ |
| હિન્દ-કીર્તન (સચિત્ર) | ૦-૬-૦ |
| લાલ દીવો. (સચિત્ર) | ૦-૬-૦ |
| મનરંજન રસિક ગાયન. | ૦-૪-૦ |
| ચતુર સુંદર સ્ત્રી વિલાસ અથવા મનહર સરળ ગરબાવળી | ૦ ૧૨-૦ |
| નરસિંહ મ્હેતા કૃત પ્રભાત સંગ્રહ. | ૦ ૬-૦ |
| બ્રહ્માનંદ ભક્તિ સુધા. | ૦-૬-૦ |
| સ્વરાજ્ય-કીર્તન. | ૦-૨-૦ |

## નવલકથાઓ.

| | |
|---|---|
| રણજીત અને કુસુમ. | ૨-૦-૦ |
| મધુસૂદન. | ૧-૮-૦ |
| સુરતીલાલ. | ૨-૦-૦ |

## છપાય છે.

વીર કુણાલ અને દેવી કાંચનમાળા. (સચિત્ર)

શોણિત-તર્પણ. (સચિત્ર)

વીરાંગનાની વિભૂતિ અથવા મેવાડના ભાગ્યરવીનો અસ્ત. (સચિત્ર)

સંગ્રામ ઉર્ફે મોહિની અથવા ડાકુની દીકરી.

## ઐતિહાસિક વાર્તાઓ.

| | |
|---|---|
| વીર-કથા | ૦-૫ |
| વીર દુર્ગાદાસ. | ( છપાય છે ) |
| પૃથ્વીરાજ ચૌહાણ. | ,, |
| છત્રપતિ શિવાજી. | ,, |
| મહારાણા પ્રતાપ. | ,, |

## સચિત્ર કાવ્યો.

| | |
|---|---|
| રંગમાં ભંગ. | ( છપાય છે |
| સંસાર-નૌકા. | ,, |
| જ્ઞાનેશ્વરી કર્ણ. | ,, |
| નળાખ્યાન. | ,, |
| ઓખા હરણ | ,, |
| શ્રીમતી કૃષ્ણા કુમારી. | ,, |

## ઉર્દૂ નાટકો તથા ગઝલો.

| | |
|---|---|
| જોહરે મહેફીલ યાને ગઝલે ગૌહર કવ્વાલી. | ૦-૧૨-૦ |
| દાગે હસરત ઉર્ફે શીરીં ફરહાદ. ગાયન ભાવણ સાથે | ૦-૮-૦ |
| બજમે ફાની ગાયન ભાષણ સાથે. | |
| કાળો પ્હાડ અથવા ભારતનું ભાવિ. ગાયન ભાષણ સાથે. | ૧ |

એ સિવાય તમામ જાતના પુસ્તકો મળશે.

લખો—"ગુજરાતી" સાહિત્ય મંદિ

સલાબતપુરા—સુ

આ મુખ પૃષ્ઠ સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિ પ્રિન્ટીંગ પ્રેસમાં રઘુભાઇ લલ્લુભાઇ દેસાઇએ છાપ્યાં.